सत्य मेव जयते नानृत सत्येन ।

पंथा वितनो देवयान ॥

(અથવ વેદ.)

અર્થ:- સત્યજ જય પામે છે અસત્ય નહિ, સત્ય વડે દેવયાન માર્ગ ઉઘાડો થાય છે.

સંગ્રહ કર્તા.

V, સતીયાની, ચુનારા.

૦ સ૦ ૧૯૧૬

# આગાખાનીઓમાં વધારો અને હિંદુઓમાં ઘટાડો.

ભાગ ૧ લો.

છપાવી પ્રગટ કરનાર.

સતીઆની અને ચુનારા

આશીરવાદ.

सर्वे अत्र सुखिन संतु सर्वे संतु निरमाया ।

सर्वे भद्राणी पस्यतूमा कश्चि दुःख माप्नुयात ॥

અર્થ:- આ સંસારમાં સર્વે પ્રાણીઓ સુખી થાઓ સર્વે રોગ રહિત થાઓ, સરવે કલ્યાણને અનુભવો ને કોઈ દુઃખને ન પામો.

કીંમત અમુલ્ય.

# ઉપકાર—પત્ર.

## નુરમામદભાઇ અલીમામદભાઇ માસ્તર

ની સેવામાં. મુંબઇ

સાહેબ, તમોએ આ બુકની નકલો ખરીદતાં જે લાગણી બતાવી છે અને તે ધાર્મીક લાગણીનાં અમારા બધુઓના જવાબો પ્રગટ કરવાની ખાહેશને જે ટેકો મલ્યો છે તે બદલ અમો તમારા ઉપકારી છીએ તા—૧૯—૪—૧૬

લી૦ સેવકો-

**સતીઆની અને ચુનારા**

**ના યા અલી મદદ ફંડ. ૧૭.**

# એક બોલ.

અહાર, નિંદ્રા, ભય અને મૈથુન એ પશુ અને મનુષ્યમાં સમાન છે પણ જ્ઞાન એ મનુષ્યમાં વિશેષ છે માટે સમજ-હીન માણસને પશુ સમાન જાણવા.

(અજ્ઞી.)

# જ્ઞાન.

શ્લોક—અથર્વ વેદ.

हरि ॐ अल्ला इल्लल्ला आनादी स्वरुपाय अथर्वणी
शाखांर्‍हीं जनानां पशु सिद्धांन् जलचरान् अदृष्टंकुरुकुरुफट् ॥
असुर संहारिणींर्‍हं अल्लो रसुल महमद रकबर स्मल्लेअल्लोइ-
ल्लेलतिल्लल्ला: ॥७॥

# સત્ય ને વિઘ્નો નડેજ.

आरभ्यते न खलु वघ्नभयेन नीचै ।
प्रारभ्यं विघ्नविहता विरमति मध्या ॥

विघ्नै पुन पूनरपि प्रतिहन्यमाना ।
प्रारब्धमूतमजना न परित्यजंति ॥

भर्तृहरि.

અર્થ:—અધમ જનો વિઘ્નના ભયથી શુભ અભ્યાસનો આરંભજ કરતા નથી મધ્યમ જનો પ્રારંભ કર્યાં પછી વિઘ્નથી પીડિત થએ અભ્યાસનો પરિત્યાગ કરે છે અને ઉત્તમ જનો વારંવાર વિઘ્નોથી પીડિત થયા છતાં પણ આરંભ કરેલા અભ્યાસનો પરિત્યાગ કરતા નથી.

---

# હેમત.

(રાગ—સયદા તારો ધુમ છે ધાડો)

---

હીન્દુએ તો હેમત કીધી રે
ખરી વસ્તુ સાધી લીધી રે—હીન્દુ.
નાત મુકી, રીત ભાત મુકીને, મુકયાં હીન્દુનાં નામ,
મુર્તિ પુજાથી મોકળા થઇને, જાણ્યો ખરો ઇસલામ;
હકીકતી રાહજ સીધીરે .... .... .... .... હીન્દુ.
કૃષ્ણ કરીમના ભેદને જાણ્યો, રહેબરની થઇ ભેટ,
તત્વ વિદ્યાનું સત્વ આરોગ્યું, છોડી છીલટાની એઠ;
છેટા ખસી આંગળી ચીંધી રે હીન્દુ.

વૃષ્ટિ વરસતા પોષાય વૃક્ષો, (અને) બળે જવાસાનો છોડ,
એવા અદેખા આર્ય સમાજી; કરવા માંડે તાણુ તોણુ;
નીંદા સાચાધર્મની કીધી રે .... .... .... હીન્દુ.

હીન્દુ ધર્મનું હાડકું ફોડયું, ને વિધવાનું સત્યાનાશ,
નિયોગ કીયા જોઇ આર્ય સમાજીની, વેદના ભાગ્યા વ્યાસ;
અનર્થે દલીલો દીધીરે .... .... .... .... હીન્દુ.

ખરો હકીકતી ધર્મ સ્વીકારયો, વૃતી રાખીને પાક,
સત્યને ખાતર સુનત કરાવી કુહાઇનો તોડયો કાક;
જનોઈ માની સુનતવીધિ રે .... .... .... હીન્દુ.

હેમત જોઇને કણબી કુટુંબની, આર્યોએ કર્યો પુકાર,
હઝારો લોકોને હેરત કરાને, સફળ કર્યો અવતાર;
ધર્મ રતનની ખોળજ કીધીરે .... .... .... હીન્દુ.
આનો ધર્મ ભુલાયો કંથથી, બળી એ આર્યોની રીત,
મોસાળમાં મોઢું વાળતી મેલી, ચેત્યા ચતુરો ચીત;
સાચી લાગણી જાહેર કીધીરે .... .... .... હીન્દુ.
કોઠી ધોઇને કાદવ કાઢવા, વાણીયાનો કાઢે વાંક,
માંસ ખાવાનું મેણું મારતાં, પ્રાયાશ્ચતે મોઢું ઢાંક;
રાક્ષસ જેવી ભુંડી રીતીરે .... .... .... .... હીન્દુ.
સત્ય નથી જે કૂળની અંદર, પડો તેમાં અંગાર,
પાણી વીલોવે ફીણુ વળે, પણ નીકળે ન મતલબ સાર;
પ્રતિજ્ઞા એ પરથમ કીધીરે .... .... ... .... હીન્દુ.
આજ કલજુગમાંહે ડાયલા ઝાઝા, પારકી જાણે પીડ,

પગમાં બળે તેને બુજાવે નહી; જેનો મગજ ખાઇ ગયા કીડ;
ડાહી વાતો જાણી લીધીરે .... .... .... .... હીન્દુ
બાપના કુવામાં બુડી મરવાનું, સુચવે કુડો ઉપાય,
બોલનારો નહી બોળનારો એ, સતની વીરૂદ્ધ જાય;
સાચી વાતો હોય છે સીધીરે .... .... .... હીન્દુ.
કળયુગ આ અથરવેદનો આરો, સુચવે સનાતન શાસ્ત્ર,
છગનાં મુકી દે ધંધા ઠગનાં, પીસી રહ્યો કેમ દાંત;
ચોળી ને શી ચોવટ કીધીરે .... .... .... હીન્દુ.

(V.)

## શ્રી વિવેક ચુડામણી.

नान्यो अस्ति पंथा भवबंध मूक्तेर्विना स्वतत्वावगमं मुमुक्षो ।

અર્થ:-મુમુક્ષુને સ્વરૂપનાં જ્ઞાન વિના મોક્ષને માટે બીજો કોઇ ઉપાય નથી.

## સતપંથ એ સાધન સાચો.

(રાગ-રામ રતન ધન પાયો.)

સતપંથ એ સાધન સાચો ચેતોરે ભાઇઓ,
સતપંથ એ સાધન સાચો ... ... સત

પોથી પંડીત પડી પડી થાક્યા,
તે સતપંથ વિન્યા નહીં પાકા; ... ... ચેતો.
જટા વધારી જે જોગી કહેવાયા,
તે જોતી જોઈને જંખવાયા; ... ... ... ચેતો.
દુધા આહારી ને નાગારે મુન્ની,
તેની સતપંથ વિના કાયા સુની; ... ... ચેતો.
પથ્થર પુજે જળી ઘંટ વગાડે,
તેતો જાગતા નર વિણુ પડ્યા ખાડે; ... ... ચેતો.
જંત્ર મંત્ર કરી ને આયુષ્ય ખોવે;
તે અવતારને ઓળખ વિના રોવે; ... ... ચેતો.
સંડલી બાંધીને મહંત થઈ રહેવે,
એ નીકળંકને છોડી પાખંડ સહેવે; ... ... ચેતો.
ગુફા બનાવી ને રહે ભોંય માંહે,
તે તો જ્યોતીથી રહ્યા છુપાએ; ... ... ચેતો.
સમાધિ લગાવીને સંસાર ધુતે,
તે પણ સતગુર વીના નહી છુટે; ... ... ચેતો.
નોળી નેતી ને ધોતીથી ધોવે,
તેઓ સતપંથ વિનાનાં રોવે; ... ... ... ચેતો.
કાશીએ જઈને કરવત મુકાવે,
તે સતપંથ વીના દેહ દુખાવે; ... ... ચેતો.
નેતી નેતી વેદ વાએક બોલે,
તે અથર વેદથી પડદો ખોલે; ... ... ચેતો.

અથર વેદમાં "મર્મ" તીરથ મોટો,
તે હકીકતી છે "અલી" નો ફોટો; .... ....ચેતો.

( ચુનારા )

શ્લોક.

युगे युगे च ये धर्मास्तत्र तत्र च ये द्विजाः ।
तेशां निन्दा न कतव्यां युगरुपाहि ते द्विजा. ।३३।

પારાશર સમૃતિ.

અર્થ–યુગ યુગના જે ધર્મો છે, તેની અને તે યુગનાં બ્રાહ્મણોની નિંદા કરવી નહી. કારણ કે બ્રાહ્મણો યુગનાં જે ૭ હોય છે. (૧)-(૩૩)

## આગાખાની હિંદુઓને ધન્યવાદ !

(ધિ યંગ ઈસમાઈલી વિદ્યા વિનોદ કલબ.)

( ગઝલ. )

ખરા સતપંથમાં આવ્યા, ખરેખર ધન્ય છે તમને;
ખરા સતગુરને પામ્યાં, ખરેખર ધન્ય છે તમને.

મુકી પૂજા મૂકી મુતી, ધરી સત ધમ પર સુરતી;
અહા સુરતી તણી સુરતી! ખરેખર ધન્ય છે તમને.
વગાડો હૃદય મંદીરે, નિરંજન નુરના ડંકા;
બૂલંદ હીંમતતણા બંકા, ખરેખર ધન્ય છે તમને.
ખરા સતગુરના ચરણે, ઝુંકયા અશરાશરણ શરણે;
નમાવ્યા શિશ હર્ષથી ખરેખર ધન્ય છે તમને.
તમારા માત પીતાને, તમારી ભ્રાત ભગનીને;
પ્રિયા ને પુત્રની સાથે, ખરેખર ધન્ય છે તમને.
અવરને ઈશ દે બૂદ્ધિ, થવા સતપંથ પર સદકે;
મળે અવસર ફરી કહેવા, ખરેખર ધન્ય છે તમને.
હૃદયના નાદથી "અબ્દ", મુબારકી ઇચ્છી શૂભ શબ્દે;
ઉમર ઇસમાઈલી બોલે, ખરેખર ધન્ય છે તમને.

## મનુસ્મૃતિ.

सुखं ह्यवमन सेते सुख च प्रतिबूद्‍यते ।
सुखचरति लोकेऽस्मिन्नवमता विनस्पाति. ॥

અર્થઃ— અપમાન પામેલો પુરૂષ સૂખથી સયન કરે છે તથા સુખથી જાગે છે અને સુખથી આ લોકમાં વિચરે છે પરંતૂ તેનો અપમાન કરનારો પુરૂષ વિનાશ પામે છે.

८

# રડતી સુરત.

( રાગ-મરશીયા. )

---

હાય વોય જોઈ રડતી સુરત હું મુંઝાયો;
છગનલાલે મફત શોક ગાયો રે.... ... ... હાય
ધન્ય તેને સતપંથી શાહુ બુઝયા
આર્ય સમાજીથી નહિ ધ્રુજયા;
ગીતાજીનાં અર્થ સુધ્ધ સુઝયાં રે. ... ... હાય
ધન્ય કણબી લીધા ગુરૂ ગોતી,
જોઈ વેદના આધારે પ્રભુ જ્યોતી;
એની ઉતરી આર્ય પનોતી રે. ... ... હાય
અથર વેદના વારા જાણીયા,
ભ્રમ ભાગ્યો બ્રાહ્મણુ ને વાણીયા;
સતપંથના સાહેબ દીલ આણીયા રે. ... ... હાય
જોઇ અદેખા અંધ બળી મરીયા,
પ્રભુ જ્યોતી પ્રગટ જોઈ ડરીયા;
સોધે બાપનાં બાપનાં પરીયા રે. ... ... હાય
સમ દ્રષ્ટિ ગીતા ગણે જ્ઞાની,
તતે વળગી રહે અભિમાની;
જાય છેવટ રાવણુ પેરે રાની રે. ... ... હાય
થયા હીંદુ મટીને મીયાંજી,

થાય ઇસમાઇલી રાજી રાજી;
ઉંચા નીચા થયા આર્ય સમાજી રે. ... .... હાય
સ્વરૂપ નરિંજનનું પ્રગટ જાગ્યું,
ઇસમાઇલી રણુસીંગડું વાગ્યું;
ઘરણુ અદેખા હીંદુને લાગ્યું રે. ... .... હાય
જુદા જુદા હિંદુના નામે
ઉઠયા ભડકી અણુજ ઠામ ઠામે;
તેને ઇસમાઈલી ચાબુક ઉગામે રે. ... .... હાય

( V. )



શ્લોક.

अन्य कृतेयुगे धर्मात्रेतायां द्वापरेऽपरे।
अन्ये कलियुगे नृणां युगह्रासनुरूपतः ॥८५॥

( મનુસ્મૃતી )

અર્થ–મનુષ્યનાં ધર્મ સતયુગમાં જુદા હોય છે, દ્વાપર યુગમાં જુદા હોય છે, અને કળીયુગમાં જુદા હોય છે; યુગનાં ઘટાડા પ્રમાણે ધર્મના સ્વરૂપમાં પણ ઘટાડો થયા કરે છે.



# ધન ધન કીધં રુડું નામ.

(રાગ—નીતો નીત ભજીએ તારૂં નામ.)

ધન ધન કીધું રૂડું નામ રૂડું નામ રૂડું નામરે,
હીન્દુપણું તજવાની ભીડી ભલી હામરે .... .... ધન.
મુર્તિ પુજાને મુકી જાગતી જયોતીને ઝુકી
હીન્દુને કીધાં રામો રામ રામો રામ રામો રામરે .... ધન
વાહરે કણબી વ્હાલા વણીક બ્રાહ્મણ શાણા
સતપંથી થઇને જાણ્યો શામ જાણ્યો શામ જાણ્યો શામરે ધન.
વેદને વાયકે ખોધ્યો સાચોરે પંથ શોધ્યો
"ગીતા"ને વચને લીધું જ્ઞાન લીધું જ્ઞાન લીધું જ્ઞાનરે ધન.
અબોલ પથરને છોડી જાગતો નર લીધો ખોળી
ટળયું તીમીર ઉગ્યો ભાણુ ઉગ્યો ભાણુ ઉગ્યો ભાણુરે ધન.
ઇશ્વર અંશે ભળયા ચોરાસી ફેરા ટળયા
"અલી"ની રૂડી સુજી શાન સુજી શાન સુજી શાનરે ધન
(ચુનારા)

## શ્રી બ્રહ્મ ગઉતમ સહિતા.

अपात्रेभ्यस्तु दत्तानि दानानि सुबहू न्यायि ।
वृथाभवांते राजेंद्र भस्मथाया ज्यांहुतिर्यथा ॥

અર્થ:— હે રાજેંદ્ર ? અપાત્રોને બહુજ દાનો આપ્યાં છતાં પણ ભસ્મમાં આપેલી ધૃતની આહુતિને પેઠે તે દાનો વૃથાજ થાય છે.

—:o:—

## સદભાગી.

ગજલ.



અહો! ઓ! હિંદ સદભાગી, મચી શી ધુમ તારામાં,
ભરી તેં ભાવના પુરી, અહાહા ! ધર્મ ધારામાં.
તજીને ધર્મ હિંદુનો, બન્યા ઇસમાઈલી ખોજા;
ખરા તે શ્રેષ્ટ ઇમાની, તજી મુરતી બન્યા જ્ઞાની.
અહો ! ગૂજરાતના હિંદુ, કર્યા સર્વેને હુલ્લાસી;
ઘટે તમને તો શાબાશી, જેહાલતને દીધી ફાંસી.
ધરમ ખાતર કુટુંબ ત્યાગી, ગણાયા તેથી સદભાગી;
અહો ! સતપંથી સોહાગી, જીગરમાં જ્યોત ધુન જાગી.
ભલે સત ધર્મને માન્યો, જુઠાણાને દીધો પાણો;
કીધો દ્રઢ એક નીશાનો, હતો તે સત્ય પરમાણ્યો.

અસલ વંશાવળી વાંચી, ખરૂં જોઈ લીધું સાંચી;
અથરવી આણુને માની, કલંકી જ્યોતિ પીછાની.
લગાવી નુરમાં સુરતી, તજી નિ:રજીવની મુરતી;
સુજી મતિ હાં સમય પૂરતી, બતાવી તેજ ચિત ફુરતી.
અહો! દીન બંધુઓ તાઝા, ખુલ્યા મુક્તિના દરવાજા.
રહો આનંદમાં ઝાઝા; વદે "મુખતાર" સત વાજા

(સતીઆની)

---

શ્લોક.



यदा यदा हि धर्मस्य ग्लानिर्भवती भारत ।
अभ्यूत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम ॥७॥

(શ્રી મદ ભગવદ ગીતા.)

અર્થ—જયારે જયારે ધર્મનો નાશ થવા માંડે છે અને અને અધર્મની વૃધ્ધિ થવા માંડે છે ત્યારે ત્યારે હું અવતાર ધારણ કરૂં છું.

---

# " અજાણ્યાને. "

## ( ધી યંગ ઈસ્માઈલી વિદ્યા વિનોદ કલબ )

### ( ગઝલ. )

અજાણ્યા ચુપ રહો નહીં તો, રૂવો છો ને સદા રોશો !
વિચારી વર્તજો નહિ તો, રૂવો છો ને સદા રોશો !

સહુ અભિમાન મુકી દો, તજી દો વાદવિવાદો;
જુવો ગીતા વચન નહિ તો, રૂવો છો ને સદા રોશો !

જુવો તમ બંધુઓ બીજા, અમુલો લાભ લુંટે છે !
ગુમાવો ના અરે નહિ તો, રૂવો છો ને સદા રોશો !

ખરો સતપંથ છે જોજો, તમારા શાસ્ત્રમાં ખોજો;
પુરણ લાવો લીઓ નહિ તો, રૂવો છો ને સદા રોશો !

દશમ અવતાર નીકલંકી, અથર વેદે તપાસી લ્યો;
અલીને માનશો નહિ તો, રૂવો છો ને સદા રોશો !

ખરા સતગુરના ચરણે, નમાવો શીશને નહિ તો.-
અરેરે ! હાયરે ! કહેતાં રૂવો છો ને સદા રોશો.



શ્લોક.

क्षमा खंडा करे यश्य दूर्जन किं करिष्यति ।
अनृण पतितो वहि स्वयमेवोप शाम्यति ॥

(મનુસમૃતી)

અર્થ:- જે પુરુષના હાથમાં ક્ષમા રૂપી ખડગ છે તેને દુર્જન શું કરી શકશે ? તૃણુ વિન્યાનાં સ્થાનમાં પડેલો અગ્નિ પોતાની મેળેજ શાંત થાય છે તેમ ક્ષમાવાનની સામે થનારો દુર્જન પણુ પોતાની મેળેજ વિરામ પામી જાય છે.

---

## કળીયુગના પાપો.

( રાગ મરશીઆ. )

હાય વોય અણુસમજુ કરો કાં બલાપો
કરો બાપના કુવામાં કલાપોરે .... ... .... .... હાય
છતી આંખે લાગ્યો અંધાપો
પ્રગટયા જાણે કલયુગના પાપો
વચન ગીતાના શીહને ઉથાપોરે .... ... .... હાય.
અહા ! સતપંથમાં જે આવ્યા
તેતો સતગુરજીને પાંમ્યા
મટી હિન્દુ ખોજા કેવડાવ્યારે .... ... .... .... હાય.

નામ હિન્દુ ઉપર મુકયું મીંડું
પાડશું જ્ઞાતિ વાડામાં છીંડું
ઈન્દુ પ્રગટયો કુટીને ઈંડુરે .... .... ... .... હાય.
કામ હિંદુએ ઉતમ કીધું
અલી રૂપે શ્રી કૃષ્ણ નામ લીધું
આ વેદ વચને અમૃતજ પીધું રે .... .... ... હાય.
વણીક જાતે ખરો મર્મ જાણી
થયા સતપંથી સતને પ્રમાણી
ભટ્રા ગાશે ભારથમાં અખાણીરે .... .... .... હાય.
બ્રહ્મ જાણ્યો બ્રાહ્મણ શ્લોકે
અર્થ જાણ્યા છતાં રૂવે પોકે
લપડું લાગ્યું છગનની ડોકેરે ... ... ... હાય
વણીક કણબીને બરામણ જ્ઞાની
રૂપ નીકલંકી લીધું પીછાણી
છગન "મોદી" નું સત્ય લે માની .... .. .... .... હાય

( અબ્દુલ્લા ઈસમાઈલ મોદી )

---

શ્લોક.



ब्राह्मं कृतयुगं प्रोक्तं त्रेतातु क्षात्रियं युगम ।
वैश्यो द्वापरमित्याहुः शूद्रः कलियूगः स्मृतः ॥८६॥

( મનુસ્મૃતી )

અર્થ—સતયુગમાં બ્રાહ્મણનુ સ્વરૂપ છે ત્રેતા યુગમાં ક્ષત્રીનું સ્વરૂપ છે દ્વાપુરયુગમાં વઈશ્યનું સ્વરૂપ છે અને કલયુગમાં શુદ્રનું સ્વરૂપ છે



# કમળ ખીલ્યાં.

( રાગ—વેરણ નીંદરા તું કાહાંસે આઈ )



હીન્દુઓરે તેના કમળજ ખીલ્યાં,
જે સતપંથના મારગ માંહે ઝીલ્યાં;
પુરવ પુનથી પરમાત્મે સંભાળ્યા,
સુખે સહાય થઈને દુખો સરવે ટાળ્યા.
મુરતી પુજાના રે સત્કાર છોડયા,
જાગતી જ્યોતીમાં જઈ ને દોડયા;
અલખ નામીના દશ રૂપ દેખાયા,
જુગે બે જળચર બે વનચર લેખાયા;
બે બ્રાહ્મણ બે ક્ષત્રીય મનાયા,
બાકી બે તે નહીં હીન્દુની કાયા.
ત્રીજા દુવાપરે યજ્ઞમાં બુધ્ધ રાયા,
અંતે "અલી" રૂપ ઈસ્લામી માયા.

( ચુનારા )



## શ્લોક

प्रियं मां दर्भ कृणु ब्रह्मराजन्याभयां शूद्राय चार्य्याय च ।
यस्मै च कामया महे सर्वस्मै च विपश्यते ॥

( અથર્વ વેદ )

અર્થ:-હે ન્યાયી પ્રભુ હું બ્રાહ્મણ, ક્ષત્રિય, શુદ્ર અને વઈશ્યોને પ્રિય થાઉં તેવો તું મને કર. હું જે જોઉં તે સર્વને હું ચાહું તેમ કર.

---

# મૂર્તિ પૂજા વિરૂદ્ધ=ગોરખ.

મંછા માલીનીરે! રે ગોરખ જાગતા નર સેવીએ,
જાગતા નર સેવીએ, તુને મળે નીરંજન રાય-મંછા માલીની૦
પથર પુજે હર મળે તો મેં પુજું પ્હાડ!
વોહી પાહાડકી ચક્કી બનત હયે, પીસ ખાય સંસાર-મંછા૦
ટંકણુ દઇ પત્થર ઘડયો ને, ધર્યો છાતી પર ઘાવ;
વોરે ! દેવમાં સાચ હોય તો, ઘડનારાને ખાય - મંછા૦
એ પત્થરના દેવનેરે, દીજે જળમાં દાગ;
આપે ડુબે તે કોને તારે ને, કોણ કરે સંભાળ - મંછા૦
માલણ લાવી ફુલડાંરે, ધર્યાં દેવની પાસ;
વોરે ! દેવમાં સાચ હોય તો, કેમ ન આવે વાસ - મંછા૦
સેવ સુંવાળી રાંધીને રાખીને, ધરી દેવની પાસ;
જમનારો તો તે જમી ગયોરે, દેવને નાવી વાસ - મંછા૦
રે જરીના ઓશીયાળારે, ઠાકર ઠામો ઠામ;
એ ધીવાન મંદિરના ઠાકોર, કેવાના ભગવાન-મંછા માલીની૦
એક ભૂલ્યો ને દુજો ભુલોરે, ભૂલ્યો સઉ સંસાર,
એક ન ભૂલ્યો જોગી ગોરખ, હરી ભજન આરાધ - મંછા૦

( ગોરખ )

શ્લોક

रुचं नो धेहि ब्राह्मणेषु रुचं राज सु नस्कधि।
रुचं विश्वेषु शूद्रेषु मयि धेहि रुचारुचम ॥

( યજુર્વેદ )

અર્થ:-અમારામાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વઇશ્યો અને ઉપર સ્નેહ ઉપજાવો ને અમે અરસપરસ ચાહીએ.

---

# ઇસ્માઇલી વફાદારીનું ગીત.

## (બ્રીટીશ શહેનશાહત તરફથી ના૦ આગાખાનજી મળેલાં રાજવંશી ઉંચા માનની ખુશાલીમાં.)

( રાગ-તમે વહેલા (૨) તમે વહેલા વચને પળજો રાજ )

અમ વિનતી (૨) અમ વીનતી અંતર ધરજો શાહ, વીનતી૦
હીંદ દળને કીર્તી મળજો શાહ — વીનતી૦
રાજ્ય બ્રીટીશનું યુગા યુગ તપજો, સુખ શાન્તી પ્રસરજો. શાહ-વી૦
અરી દળ સર્વે નષ્ટ થજો ને, બ્રીટીશ કીર્તી ગરજો. શાહ - વી૦
જર્મન બળ સહુ નષ્ટ થજો ને, બ્રિટીશ વારે ચડજો. શાહ - વી૦
'વલી" બાળ હૃદયની મુરાદ એ છે, પૂરણ પ્રેમે કરજો. શાહ - વી૦

(રચનાર માસ્તર વ૦ ના૦)

---

આ બુક મેનેજર વલીભાઈ નાનજીએ ધી ખોજા સિંધી પ્રેસ ૧૧૩ પાલખી મહોલા મુંબઈ નં. ૯ માં છાપી અને મુખતાર નાનજી અલીઆની તથા અલીમામદ જાનમામદ ચુનારાએ ભીંડી બજાર મધે અલીમામદ જાનમામદ ચુનારાની દુકાને પ્રગટ કીધું.